# પાત્રો.



| | |
|---|---|
| ઉદયસિંહ............... | કનકપુરીનો રાજા |
| દીપચંદ ............... | કનકપુરીનો નગરશેઠ |
| ક્રૂરસીંહ ............... | ઉદયસીંહનો પિત્રાઈ |
| અભેસીંહ ............ | તેનો મિત્ર |
| મુસ્તફાખાન ......... | એક સીપાઇ |
| કનક.................... | ઉદયસીંહનો પુત્ર |
| જાલમસીંહ, માનસીંહ ......... | બે રજપૂતો |
| વિજયસીંહ ............ | રત્નપુરીનો રાજા, ઉદયસીંહનો મિત્ર |
| રામસીંહ ........... | એક રજપૂત, વિજયસીંહનો સંબંધી |
| માધવ ............... | તેનો મોટો પુત્ર |
| ગુણસેન ........... | રામસીંહની નવી સ્ત્રીનો પુત્ર |
| કમળા ............... | ઉદયસીંહની સ્ત્રી |
| તારા ............... | તેની પુત્રી |
| ચપળા............... | રામસીંહની સ્ત્રી |

લુટારાનો સરદાર, તેની મા, આંગ્રીયો, તેની સ્ત્રી,

દરબારીઓ, ભાટ, વારાંગનાઓ, સાધુઓ, વગેરે વગેરે.

# નાટકનો સાર.

## અંક ૧ લો.

કનકપુરી શેહેરના મહારાજા ઉદયસિંહના રાજ્યમાં ક્રૂરસિંહ નામનો તેનો પિત્રાઇ અતિશય જુલમ કરતો હતો. આ વાત મારાજાને કાને જતાંજ તેણે તેને પકડી ન્યાયાસન આગળ ઉભો કરવાનો હુકમ કર્યો. ક્રૂર કાળની પેઠે છેડાયલા ક્રૂરસિંહે અભયસિંહ નામના પોતાના એક મિત્ર તથા મુસ્તફાખાન નામના એક લાલચુ સિપાઇની મદદ લઇ ઉદયસિંહ તથા તેના પ્રધાન મંડળનાં ખુન કર્યાં, રાણીને કેદ કરી અને કનક અને તારા નામનાં ઉદયસિંહનાં બે બાળકોને, રાણી તેના કહ્યા પ્રમાણે ન ચાલતાં, એકદમ મારી નાખવાનો હુકમ કર્યો. માતા અને ભાઇ બેન હૃદય ભેદક વિલાપ સાથે છુટાં પડયાં અને તેજ પળે રાણી મેહેલની બારીમાંથી પાછળના દરિયામાં પડી. તેને કેટલાક ખારવાઓએ બચાવી. કનક અને તારાનું ખુન કરવા આવનાર લાલચુ પણ ભલા દિલના મુસ્તફાને તેમની તરફથી કંઇ વધારે લાલચ મળતાં તેણે તેમને છોડી દીધાં. વનમાં એકલાં પડેલાં ભાઇ બેન સાથે ભટકતાં કનકને પગમાં કાંટો વાગ્યો. તારાએ તે કાઢયો, ભાઇને સુખ થવા કંઇ ગાવા માંડયું, તેટલામાં ભુખી, તરશી, થાકી ગયેલી બીચારી ઉંઘી ગઇ. કનક ઉઠયો. બેન ભુખી હતી તેને સારૂ કંઇ ખાવાનું લેવા ગયો, તેટલામાં મહાકાળીનો ભગત કોઇ લુટારો બિચારી તારાને લઇ ગયો.

## અંક ૨ જો.

ઉદયસિંહના ખુનની ખબર તેના મિત્ર રત્નપુરીના રાજા વિજયસિંહને પડતાંજ તે મોટું લશ્કર લઇ ચડી આવ્યો. પણ રસ્તામાં તેના તંબુઓ તેજ લુટારા લુટ માટે ગયા. તીજોરી લુટવામાં ન ફાવતાં રાજાના પોતાનાજ શરીર ઉપર અમુલ્ય ધરેણાં જોઇ તેનેજ લઇ પસાર થયા.

બારવટીઓને હાથે પડેલી રાણી તેના શેઠ ચાંચિયાના હાથમાં કેદ પડી તેણે તેની ઉપર ઘણોજ જુલમ કર્યો પણ અંતે તેનીજ સ્ત્રીયે લાગ જોઇ એક દિવસ રાણીને નસાડી મૂકી. એકલી પડેલી બાળકોને યાદ કરતી દુઃખી રાણી થાકેલી ભુખી એક જંગલમાં સુતી હતી તે વખતે એક સિંહે તેની ઉપર તરાપ મારી. આજ પળે રત્નપુરીના રાજા વિજયસીંહના સંબંધી રામસિંહ નામના એક રજપુતે એ સિંહને ઠાર કરી રાણીને બચાવી, પોતાનો એક પુત્ર જેની મા મરણ પામી હતી અને જે તેની સાવકી માથી દુઃખી થતો હતો તેની સંભાળ રાખવા તેને લઇ ગયો.

બેન ખોવાયાથી એકલો પડેલો કનક સંતાપ કરતો રખડતો જંગલમાં ભુલો પડયો. અંતે એક સાધુનો સંઘ તેને મળ્યો. તેણે તેને એક શેહેરનો રસ્તો બતાવ્યો. અંહિ જતાં દરવાજામાં પેસતાંજ તેને એક સિપાઇએ પકડી રાજય દરબારમાં હાજર કર્યો. રાજાના પ્રધાને તેનું નામ ઠામ પૂછયું જે આપતાંજ સર્વ આશ્ચર્ય પામ્યા. કનકને જણાયું કે એ રાજય તો તેના પિતાના મિત્ર વિજયસિંહનુંજ હતું. કનકે પોતાના વિજય કાકાને મળવા મરજી જણાવી પણ પ્રધાને દિલગીરી સાથે ખબર આપ્યા કે વિજયસિંહ તો તમારીજ મદદે આવતાં એકાએક ગુમ થયા હતા. અને તેનો આજ સુધી પત્તો ન હોવાથી આજે શેહેરમાં જે પેહેલો દાખલ થાય તેને રાજય આપવાનો નિશ્ચય આ સભાએ કર્યો છે. વિજયસિંહનો વારસ કનકજ અને શેહેરમાં પેહેલો દાખલ પણ કનકજ થયો તેથી સર્વ ખુશી થયા અને કનકને ગાદી ઉપર બેસવા વિનંતિ કરી. પેહેલાં તો તેણે ના કહી પણ પછી સર્વના આગ્રહથી રાજયસત્તા હાથમાં લેતાંજ તેણે વિજયસિંહની શોધ જારી રાખવાનો હુકમ કર્યો.

## અંક ૩ જો.

કાળી ચૌદશની ભયંકર રાત્રિયે બાર વાગતાને સુમારે તારાનું હરણ કરનાર માતાનો ભગત તેનો ભોગ આપવા તૈયારી કરતો હતો તેટલામાં તેને હાથે ક્યાંજ કેદમાં પડેલો વિજયસિંહ એકા

એક છુટયો. છુટતાંજ તેણે ચોકી કરનારા લુટારાઓને બાંધ્યા અને તેમના સરદારની શોધમાં ગયો. તેને ખબર પડી કે તે કોઇ માણસનો ભોગ આપવા મહાકાળીના મંદીરમાં ગયો છે તેથી તેણે મંદીર શોધવા માંડયું. ઘણી શોધ પછી મંદીર મળતાં તેણે ત્યાં તારાને લુટારાના હાથમાં સપડાયેલી માતા પાસે ઘુંટણીયે પડેલી જોઇ. માતાના ભોગ માટે બિચારી તારા ઉપર તરવાર ઉપડતાંજ વિજયસિંહ તેની મદદે ધાયો અને લુટારાને મારી તારાને છુટી કરી. બહાવરી બનેલી બાળાને તે ઓલખી શકયો નહિ પણ જ્યારે પુછતાં બેયને પરસ્પરની ઓળખાણ પડી ત્યારે તે બેઉ જણ પોષાક બદલાવી લઇ ત્યાંથી ઉદયસિંહની રાજયધાની તરફ રાણી તથા કનકનું શું થયું છે તે જોવા ગયાં.

રામસિંહ રાણીને પોતાને ત્યાં લઈ ગયો હતો. તેની સ્ત્રી અદેખી હોઇને પોતાની શોકના છોકરા માધવને બદલે પોતાના છોકરાને રામસિંહનો સર્વ વારસો મળે એમ ઇચ્છતી હતી. આ ઉપરથી તેણે માધવને ઝેર પાયું અને તે દાસીને રૂપે રહેલી રાણી ઉપર ઢોળી પાડયું. રામસિંહ વિજયસિંહના મામાનો છોકરો હતો અને તેનાજ રાજયના કોઇ ગામમાં રહેતો હતો તેથી તેની તપાસ હજુર કોર્ટમાં હમણાં ગાદીએ બેઠેલા કનક પાસે ચાલી. મા અને પુત્ર એક બીજાની આ બદલાયેલી સ્થિતિમાં પરસ્પર ઓળખી શકયાં નહિ. અંતે રાણી નિર્દોષ ઠરી જેણે રામસિંહની સ્ત્રીમાટે કોરટ પાસેથી દયા માગતાં કનકે તેને તેનું વૃત્તાંત પૂછયું. ધીરજથી, દુ:ખી થતી તે સંભળાવતી હતી તેજ વખતે કનક આશ્ચર્ય સાથે તેની તરફ વધારે અને વધારે ખેંચાતો હતો. અંતે ઓળખાણ પૂરી પડી. માતાના મોઢાંમાંથી કનક નામ નીકળ્યું અને કનક તેને જઇ ભેટી પડયો. બીજેજ દિવસે વડિલનું વેર વાળવા અને વિજયસિંહ અને તારાને શોધવા કનક માતા સાથે ત્યાંથી નીકળ્યો. છુપા પોષાકમાં લુટારાના હાથમાંથી છુટેલાં વિજયસિંહ તથા તારા ઉદયસિંહના શેહેરમાં આવ્યાં ત્યાં તેમને કનકના આવવાના ખબર મળ્યા. તારાને કોઇની સંભાળમાં મુકી વિજયસિંહ લડાઇના મેદાનમાં ગયો. અહિ

કનક તથા ક્રૂરસિંહ વચ્ચે યુદ્ધ શરૂ થયું. ત્યાં આગળથી કરેલા પ્રપંચ પ્રમાણે કનકને દગાથી મારવા અભયસિંહે તરવાર ઉપાડી. સાધુના વેશમાં રહેલા વિજયે આ જોયું, તેજ વખતે તેને પિસ્તોલથી ઘાયલ કર્યો અને ક્રૂરસિંહનું લશ્કર એકાએક નાસતાં ક્રૂરસિંહને કેદ કર્યો. કનકે પોતાની મદદે આવનાર આ સાધુ તરફ જોયું તેજ પળે તેણે પોતાનો સાધુનો પોષાક ઉતારી નાખ્યો. તેનાં માણસે તેને ઓળખ્યો. કનક તરત પગમાં પડયો. વિજયે તેને શાબાસી આપી. તારાને બોલાવી ભાઇ બેન મળ્યાં. બેને માને યાદ કરો, જે પણ ત્યાં આવી પહોંચી સર્વે મળ્યાં કનકને તાજ પહેરાવ્યું. રાજય માતાની દયાથી ક્રૂરસિંહ છુટો થયો. તેણે પોતાની ચાલ માટે પસ્તાવો કર્યો અને રાજયમાતા તથા કનકના પગમાં પડી તેમની માફ માગી.

# કનક–તારા.

## અંક ૧ લો.

દરબારીઓ— ૧

સનનનનન વરસે ફોર ફોર
નીડર મન ધડકે ડર લાગે અરિ મનમાંહીં
ગરજે ઘનનન—સન૦
ઉદયસિંહ મહારાજ ચરણમાં ગાય બજાવે સેવક સઘળા,
સાનીસાનીસા નીધનીધપ ધપધપમ પમપમગ મગમગરે
સાનીધપમગરેસા સા રે સા સારે ગસા સાનીધપમગરેસા.
ધીતર કિટિતક તકધુમ કિટિતક ધિત્તા ધિત્તા
તકધિડાનકિટ નતકિટ ધિનકિટ ધાધાધા ધાધાધા ધાધાધા
મૃદંગ રંગ તોર જોર—સ૦

વારાંગનાઓ— ૨

બિરાજોજી રાજેજી રાજાધિરાજ. અચલ રહો અમપર શ્રીમહારાજ.
દયાન્યાયનું જે છે શુદ્ધ સ્વરૂપ, છે સાક્ષાત ધર્મની મુર્તી એ ભૂપ.
પ્રજા જનના જે છે પાલક તાત, પ્રજાપીડ હરવામાં રહે રળીયાત.
નમે દેશ દેશના રાજા પદે, અહંકાર તોયે ન ધારે રૂદે.

વિદુષક— ૩

સાંભળો સાહેબ અજબ તડાકા અમલ બમલને છોડી,
ટટ્ટુ મારો ત્રણુ ભુવનમાં કેવો જાયછે દોડી?
ભીનું પોતીયું બાંધી પેટપર ખાધા લાડુ પચાવું,
ચૌટા વચ્ચે ચોરે બેસી જીભડી ખૂબ નચાવું;
કજીયા ને કંકાસતણી જો થાય કદાપી મરજી,
અહાઓ તો પછી ક્યાં જગમાં નથી બાપડી સરજી?
એક વચન કડવું કહેતાંમાં વાગે સામી લાત,
લડાઇ લાગે જોયા જેવી. ન પૂછવી વધુ વાત.
ચટપટ ચાલે ગોટપીટ બોલે ખટપટ કરવી સ્હેલી,
મારૂં માનો તો એવાને કરો દૂર હડસેલી,
કરો ન્યાય રાજાજી મારો હું સારો કે એવા?
જુવો તપાસી છે એવાને મારા જેવા હેવા?

ઉદયસિંહ— ૪

અરે અન્યાયે આ રીતે કદાપિ રાજ્ય આ ચાલે,
પછી સંપેથી સ્હેજે કેમ મારૂં રાજ્ય આ ચાલે?
પ્રજા રીબાય દુઃખી થાય, જુલમી ક્રૂરથી પીડાય,
મળે નહીં ન્યાય ત્યારે કેમ મારૂં રાજ્ય આ ચાલે? અરે૦
પ્રજા મારી રિબાવું હું, મુંઝાવું કે સતાવું હું,
નહીં લઉં દાદ તેની, કેમ મારૂં રાજ્ય આ ચાલે? અરે૦

કેરસીંહ— ૫

આજ છે સુખદ દીન બહુ મુજને ચડતી દશા છે મારીરે
સર્વ પડે છે સવળા પાસા ઇચ્છા સફળ થનારીરે.
રાજ્ય મુગટ ધરી શિરપર, કરશું ઉદયનારીને પ્યારીરે. આજ૦

મુસ્તફાખાન— ૬

પૈસા પૈસા પૈસા તેરી અજબ બની બલીહારી.
સભી જહાંમેં પૈસા સબપર કરતા તું સરદારી
તેરે બિના ન ચલે કીસીકા તેરી સુરત પ્યારી
તેરી ખાતર હમને સરપર ઉઠાઇ યે દુશવારી.
પૈસેવાલે ખુબસુરત! બિન પૈસેવાલે મૂરખ!
અયે બારે ત આલા તેરી અજબ બની હએ કુદરત.
પૈસેવાલોંકી સભી કરતે તાબેદારી.

કમળા— ૭

જગતની ઘટના છે બહુ ન્યારી, કરતાં વિચાર મતી જાય છે હારી. જ૦
પામે સુખ બહુ પાપી જનો ને પીડાય સદગુણી જે નરનારી. જગ૦
સમજાય નહીં કંઇ કે પ્રભુ ન્યાયી આમ હશે કરતો શું વિચારી? જ૦

કનક— ૮

સ્વારી કરી ચાલાક અશ્વપર ખુબ નચાવી થનનનનન
પડી શત્રુમાં તૂટી દેવી ધરતી ધ્રુજાવી ધનનનનન
સાંધી ધનુષપર બાણુ છોડવું શત્રુ છાતીપર છનનનનન
કાં તન ચીરી કરવા કટકા સાંગ ફેરવી ખનનનનન
યુદ્ધ સમે તલવાર ઘસાઇ શોર ઉઠે જવ તનનનનન
ભેરી નફેરી ભુંગળ વાગે શબ્દ ઝાંઝનો ઝનનનનન
શુરવીર ધાર ધરી દોડે રણમાં બાણ જાય જ્યમ સનનનનન
કાયર નાસે જઇ ખખડાવા કાંબી કડલાં કનનનનન

પરાક્રમીનું તેજ દેખીને શત્રુ નાસે ભનનનનન
વિજયવંત શુરવીર નર જશ લઇ દે ડંકે ધા ધનનનનન.

ઉદયસીંહ—
૯

સુંદર પ્રિય જો બાળકોને આ સ્થળ રમતાં મન ગમતાં,
ચંદર સમ કરે શાંતિ મન અંદર. સુંદર૦
ન અવર સુખકર એ સમું રે ચાહે સહુએ ન અમંગળ શુભ મંગળ
જાણુ તું સુરંગી પ્રેમી કુરંગી ! પ્રાણ ન નારીરતણા છે બાંજા.
એટ વ્હાલે બહુ મ્હાલે ને ગાળે દિન બાળોથિ, જન મન હરખિ પ્રાણ!
પ્રિય ઉપકાર પ્રભુએ અપાર કાંધોછે આપણાપર, વંદીને તેને. સું૦

તારા—
૧૦

માતા પિતા થાઓ ઉદાસી શું કામ? રહેવાય ન અમથી છોડો તમે હામ
આવે બહુ સંકટ ધીર વીરપર, ધરે નહીં અંતર એ જરી ડર,
કરે દુઃખશાંતીને માટે ઉપાય, અ તે એનો જગત વિષે જય થાય.
પ્રપંચને પહોંચવું એ નરનું કામ માટ શોક છોડીને પામો વિરામ!

કનક—
૧૧

બાપુ સોંપો મને શોધી કહાડું એ નીચ ખુનીને આ સમે.
કરી ખુન જશે દુર કયાં નાસી ? રેહશે કેમ છુપાઇ નરકવાસી ?
જશે આપણી શું એ કરી હાંસી ! બાપુ૦
કરી ખુન છે દુષ્ટ ગયો છટકી, શોધી કહાડીશ રાત દિવસ ભટકી,
દઇશ આપ ચરણ પાસે પટકી. બાપુ૦

કમળા—
૧૨

પહોડો પિયુજી પ્રાણ મારા શાંત થઇ આવાર મીઠી નિદ્રા મોઝાર
વીતી ગઇ મધ્ય રાત્રી વાતમાં આધાર, ચિંતા તજો ભરથાર.
પ્રેમે પહોડું પાય હું, વાયુ ઢોળું સુખકાર, સુખ પામો હૈયા હાર,
હરશે બધી ચિંતા કૃપાળુ જે છે જગકરતાર. આનંદ થશે અપાર

નેપથ્યમાંથી—
૧૩

જો જાય છે ઉડી ઉડી નિશા ધામે વીતી.
તારાતણાં તેજે લીધું અંધારાંને જીતી
મધુર કંઠ સાથે મળી ઝીણા વીણા સુર,
કાને પડી મનને કરે હર્ષથકી ભરપૂર.
સુતાં છે પ્રાણી સર્વ શાંતિપર ધરી પ્રીતી, તારા૦

કમળા— ૧૪

પ્રભૂ આ શો કર્યો તેં કોપ હર્યાં પ્રાણ માહરા.
નાખી અગ્નીની ઝાળમોઝાર ન રાખી દયા જરા.
કયાં પૂર્વ જનમનાં પાપ હશે મારાં પ્રગટીયાં ?
ગયા નાથ અને બન્ને બાળ હુંથી વિખુટાં થયાં.
હાય ઓચિંતી વિપત અપાર આવી પડી શિરપરે,
પાપી પ્રાણ તયાપી ન કેમ હજી દેહ પરહરે?

ક્રૂરસીંહ— ૧૫

આ જગમાં સુખ ભોગવવાની કદી હોય મરજી તારી
નમીને ગમીને રમીને જમીને પ્રીતી ભોજન થા પ્રિય મારી.
બહુ આતુર છું મળવા તુજને પા તું મુજને પ્રીતી વારી,
હસીને ધસીને, રસને ચુસીને ખસી ના જાતી પ્રિય નારી.
તુજને વૈભવ પ્રેમ માહરો ને આ રાજય લક્ષ્મી સારી
મળશે ભળશે, બળશે ટળશે તાપ આપણા પ્રિય પ્યારી.

કમળા— ૧૬

પાપા ચુપ પાપી ચુપ પાપી ચુપરે'.
ઓ નાદાન ભૂલી ભાન છોડી સાન તજી માન કરે મુજ અપમાન,
છોડ તું ગુમાન કંઇ છે તારી તમા ન. નહીં બન તું હેવાન.
તારો લેત હું તો જાન, પણ છું બહુ હેરાન. પાપી૦

ક્રૂરસીંહ— ૧૭

ઓ મધુર નાર કર કંઇ વિચાર.
જરિ સમજી સાર અંતર ઊતાર.
ઓ જીવનહાર મુજ વિનતિ સમજ. ઓ૦
નહી છુટીશ ધાર મનમાં લગાર, હઠથકી અપાર તું થઇ શાને ખુવાર
હે મધુરી પ્યાર જરા સમજ સમજ. ઓ૦

કમળા— ૧૮

આમ મને શીદ પાપી સતાવે ?
દિલમહીં લેશ દયા કેમ નાવે ? આમ !
બાલકને નિજ સ્વાધીન લઇને ભય દેખાડી મને શું રીબાવે ? દિલ૦
જત ક્રૂરતા તજ નીચપણું તું. પ્રભુ તુજ મન કરૂણા ઉપજાવે. દલિ

કનક—　　　　　　　　　૧૯

હવે સમજ્યો છું બધી વાત, પાપી લઇશ પ્રાણ તારારે
માંડયો છે તે અનહદ ઉતપાત. પાપી૦
શું તું મુજને ગણે છે બાળ? પાપી૦
પણ છું હું તારો કાળ. પાપી૦
માર્યા કપટ કરી મુજ તાત. પાપી૦
વળી કેદ કરી મુજ માત. પાપી૦
એને આપે તું દુઃખ અપાર, પાપી૦
ધારે છે શું તું એને નીરાધાર? પાપી૦
છે આ દેહમાં જ્યાં સુધી પ્રાણ. પાપી૦
નહીં બચશે તું નીરવાણ. પાપી૦

૨૦

કમળા—હાય થશે શું હરી હવે કરવા માંડયો શો કેરજી?
કેવળ છોડી દઇ દયા પાપી વરસાવે એરજી
અરેરે વ્હાલાં મારાં બાળુડાં.
તારા—કરશો રડીને શું માવડી? છે પાપી બહુ ક્રૂરજી.
નહીં આવે દિલમાં એને દયા, થઇએ આપણે દુરજી.
છાનાં રહો તમે માવડી.
કનક—શાંત રહો તમે આ સમે માજી છોડો કલપાંતજી.
કોણ બચાવશે એહને જેનો આવ્યો હોય અંતજી!
છાનાં રહો તમે માવડી.
કમળા—દુઃખ મહીં દુઃખ અધીકું પડે મારાં ફુલ કરમાયજી.
પાપી બાળકને મારશે મુજથી કેમ એ સહેવાયજી?
અરેરે વ્હાલાં મારાં બાળુડાં.
તારા—લખ્યા લેખ ટાળ્યા નહીં ટળે, મરવું નિશ્ચે છે માતજી.
મળશું માજી હવે સ્વર્ગમાં તમે છોડો કલપાંતજી,
છાનાં રહો તમે માવડી.
કનક- દુઃખના દિવસ હવે આવીઆ. થયાં દુર સહુ સુખજી
શિદ ધરીએ મરતાં હવે માજી મન મહીં દુઃખજી
છાનાં રહો તમે માવડી.

કમળા—પ્રાણપતી સ્વરગે ગયા, મરે વિના મોતે બાળજી.
પાપ નડયાં મારાં સર્વને આવ્યો નહીં મુજ કાળજી
અરેરે વ્હાલાં મારાં બાળુડાં.

તારા—રોઇ રોઇ રાતી આંખડી ભીંજ્યાં આંસુડે ચીરજી
શાંત હવે થાઓ માવડી નેણે નહીં ભરો નીરજી.
છાનાં રહો તમે માવડી.

કનક—હાય ફસાવ્યો પાપીએ બાંધ્યું કપટે બંધનજી,
સાંભળી રહેવું મારે પડે મા ને બ્હેનનું રૂદનજી
છાનાં રહો બ્હેની માવડી.

ભીમો— ૨૧

પૈસા મારા વ્હાલા ભાઇ હો. પૈ૦
સાચી છે તારી સગાઇ જગતમાં બીજી બધી છે ઠગાઇ. પૈ૦
તારા વિનાનો મુજને લાગે સંધો સુનો સંસાર
સઘળો તારા ઉપર મારો જીવવાનો આધાર. પૈ૦
તું છે મારો પરમેશ્વર ને હું છું તારો દાસ.
મરતાં પણ હું બાંધીશ ગળે ત્યારે થાશે હાશ. પૈ૦

ખારવાઓ— ૨૨

મારો હલેસાં જલદી ચલાવો વાટ રહી થોડી.
આજ થઇ છે ખુશી ખુશાલી માલે ભરી હોડી.
લાવ્યા ઝાઝું સોનું રૂપું વ્હાણ લૂટી ભાઇ.
સહેલી ને વળી સહુથી સારી આપણી કમાઇ.
લ્હેર કરંતા મચ્છી ભરંતા ગામ તરફ ચાલો.
કોઇતણી નથી બ્હીક જરાપણ છુટથકી મ્હાલો.
આપણે નાખ્યું છે બળ પૂરું દુશ્મનનું તોડી. આજ૦

તારા— ૨૩

ઓ જગદીશ આવો કેમ ગજબ તેં ગુજાર્યો ?
કપટે પાપીએ રે હાય ! તાત અમારો માર્યો. ઓ૦
વિખુટાં માતથી કીધાં દુઃખી છે માત પૂરી.
દયા છોડી પ્રભુજી કેમ આવો કેમ ઉતાર્યો ? ઓ૦
ફસાવ્યાં હાથમાં પાપીના બન્ને બ્હેન ભાઇ.
અમે મરશું જતાં નહીં પ્રેમ તારો તેં સંભાર્યો ! ઓ૦

કનક અને તારા—                ૨૪

માન માન વિચાર લગાર આવાર ઉતાર ધ્યાન ધ્યાન.
ભૂલી જા નહીં તું ભાન ધરતું દયા.
લે નહીં અમારો જાન કર તું દયા.
જનમ મરણ સરવને શિર ગરવને ચિર ધર મને ધિર.
થા દયાળુ તો મયાળુ પ્રભુજી થશે રાજી; આપ પ્રાણદાન. મા૦

કનક અને તારા—                ૨૫

ખંતેથી નમી તને અંતે વીનવીએ,
દયાવાન દયાવાન દયાવાન દયાવાન, સ્હાય સ્હાય સ્હાય સ્હાય.
દયાહીન થયો ક્રૂર ખેંચી લાવ્યો અહીં દૂર,
કપટેથી મગરૂર થઈ ઝેર ભરપૂર,
પ્રાણ લેશે એ જરૂર દયા નહીં ધારે ઉર,
તજી આ તોફાની પૂર આવીએ તારી હજુર.
શરણે બન્ને છઈએ તારે. તું જ મારે કે ઉગારે.
અથવા પાપોને સંહારે કરીને ભવ સાગરથી તારે—
સ્હાય સ્હાય સ્હાય સ્હાય.

તારા—                ૨૬

ઠંડી આ લ્હેરકી વાયુની ધીમે ધીમે વાતી.
રૂડી આ વૃક્ષની હારો ઘટાવાળી સોહાતી. ઠંડી૦
કુદરતે આ લીલો છમ છે ગાલીચો શો બીછાવ્યો ?
મનોહર વેલીઓ નિરખી રૂડાં ઝાડો લોભાતી. ઠંડી૦
ધીરે ધીરે ગગનમાં વાદળી છુટી છવાતી.
સુખદ એ જોઈ સર્વે તુજ પીડા જાશે સમાતી. ઠંડી૦

કનક—                ૨૭

દશા આ શી થઇ મારી ? કરમની છે ગતી ન્યારી ! દશા૦
રમતાં રાજમહેલમાં, વસતાં સુખ મોઝાર,
સેવામાં હાજર હતાં દાસી દાસ હજાર.
ભોગવી આજ લાચારી, પડયો વનમાં હું આજારી. દશા૦
ફુલશૈયા પણ જેહને કઠણ લાગતી સ્હેજ,
સુતી છે પત્થરતણી ધરતી ઉપર એજ,
મહારાજાની કુમારી. દુઃખી છે બ્હેન મુજ પ્યારી. દશા૦

તરસ્યાં ભૂખ્યાંને અમે દેતાં પાણી અન્ન,
ટળવળીયે આ વનવિષે ભૂખ્યાં વિણુ ભોજન,
પિવા મળતું નથી સારી (પાણી) રહું કેમ ધીર હું વારી. દ૦

લુટારો— ૨૮

મોટા શેઠ સાહુકાર લુટી કરૂં છું ખુવાર હું લુટારાનો સરદાર મરજીથી
ભારે જંગો જીતનાર શૂરામાં ગણાવનાર એવાઓને કરૂં ઠાર મરજીથી
નથી કોઇની દરકાર જાહેર રીતે અપાર મેળવ્યોછે પૈસો સાર મરજીથી
માજીની છે પારાવાર કૃપા હુંપરે નીરધાર વરતાવે જયજયકાર મરજીથી
છે નહીં ડર કંઇ અંતર સેવક લાખ શુરવીર નર.
છે આધાર સહુ હુંપર આપે માન સહુ દિલભર.
એ આપેજછે નીરધાર માતાજી કેરો આધાર. હું૦

## અંક ૨ જો.

લુટારો— ૨૯

દુનીયામાં ચાર ગરીબ સરદાર પૈસાનો પ્યાર છે સૌને અપાર.
દિલમાં ન ચેન પડે દિનરેન પૈસા વિના લગાર.
એ પૈસાથી મુર્ખ બને વિદવાન પામે ન પંડિત એવિણુ માન.
છે દુનીયાં સાંચાની પૈસા કમાન. વાહ પૈસા પૈસા!
વાહ વાહ પૈસા પૈસા! આહ! પૈસા પૈસા.
દુનીયામાં પૈસો છે સૌનો સરદાર. આહ! પૈસા પૈસા.

વિજયસિંહ— ૩૦

ગયો કયાં મિત્ર મારો હાય રે પ્યારો?
મુંઝાયે છે બહુ દુઃખેથી જીવ મારો. ગયો૦
દુઃખી છે મિત્રનાં નારી અને બાળો,
બચાવું ત્યાંસુધી નહી શાંત થાનારો. ગયો૦
જુલમ છે પાપીએ કીધો ઠગાઇથી,
બચી એ તો હવે છે કેમ જાનારો? ગયો૦

વારાંગનાઓ— ૩૧

ભુપાલ જયજયકારી. હોજી છો શુરવીર ભારી, ભુ૦
મિત્રના કામને માટે લીધી છે લશ્કરની સરદારી. હોજી૦
લેવા જીતી ભુમી રાયની પાછી દુશ્મન સઘળા મારી. હોજી૦

વારાંગનાઓ— ૩૨

પ્હોડો ભાવ ધરી(૨) આવે નિદ્રા શાંતિ ભરી. પ૦
રાજ્યતણી ખટપટ ને ચિંતા મનથી કરીને દૂર,
શાંતિ સાથે આનંદથી પ્હોડો આપ હજુર. પ૦
ધીમે ઉડી જાતી રાત્રી બહુ સુખદાયક થાજો,
કેશાની ફુલતણી સુગંધી પવન ધીમેથી વાજો. પ૦

કમળા— ૩૩

હરી હાય અહીં મારૂં હવે શું થશેરે.
પડી પીડામાં આવી હું ફરી આહીં. હરી૦
ડુબી મરી નહીં હું તો પાણીમાંરે
ખાધી નહીં જળચરે ક્યાંહીં. હ૦
જનમી છું હું તો પીડા પામવારે
ભોગવ્યા વિના કદી નહીં છુટાય. હ૦

૩૪

ચાંચીઓ—એમ તું ડર કાં? દયા ન ધર કાં? દુઃખથી દૂર કાં? મુજ પ્યારી?
કમળા—થા તું નીડર કાં? પાપ તું ભર કાં? રાખ નજર કાં? પરનારી?
ચાંચીઓ—નહીં પરનારી, છો મુજ પ્યારી. જાઉં વારી! બલીહારી!
કમળા—મૂર્ખ વિકારી બોલ વિચારી થાશે ખુવારી બહુ તારી.
ચાંચીઓ—સૂરત છે કેવી મારી?
કમળા—અકકલ ગદ્ધાસમ તારી.
ચાંચીઓ—ગધ્ધો પણ તારો પ્યારી.
કમળા—બોલ નહીં કહું છું વારી.
ચાંચીઓ—એક દે તું ચુમી પ્યારા પછી નહીં બોલું કંઇ, આપીશ તને હું મારી સરદારી.
કમળા—લે લે ચુમી પ્હેલી.
ચાંચીઓ—અરે હળવેથી ઘેલી. નાનાં પ્રેમથી ભરેલી પ્યારી ઠીક મારી.
કમળા—કર નહીં મુરખ નાદાની.
ચાંચીઓ—મૂરખ છું પણ જા માની.
કમળા—છોડ હજી તુજ હેવાની.
ચાંચીઓ—છો મુજ સાથે રહેવાની?

કમળા—જાઇશ તું મ્હેમાં.

ચાંચીઓ—હાય ! એવું પ્યારી કહેમાં તું. લ્હેર કરવી છે મારે સાથે તારી.

કમળા—આમ કેમ કહે તું તે ? છુટ વધુ લહેતું ? રે પાપી દૂર રહે તું આ અવિચારી.

ચાંચીઓ— ૩૫

સે કોણ બીજો હું જેવો રૂપાળો? પૈડા હકમ માન ને જોરવાળો.
કર નાતરૂં તું હવે મારી સાથે થા મારી વ્હાલી હું થાઉં તારો વ્હાલો.
કહાડી મુકીશ હું એ મારી હુરીને.થાઉં તારી પાછે હું ખુબ ઘેલો કાલો.

કનક— ૩૬

રે હાય હાય ! કયાં જઉં ? કરૂં શું હવે ?
બધાંથકી છુટો પડી ધરૂં શું હું હવે ? રે૦
એ માવડી હશે થયું શું તાહરૂં તહીં ?
નહીં ફરી નિહાળું મુખ તુજ શું હું હવે ? રે૦
બ્હેની છોડી તને વન ગયો ખોરાકમાટ,
ખોઇ બેઠો તે મેળવીશ નહીં શું હું હવે ? રે૦
થયું હશે શું તાહરૂં સૂઝે નહીં મને ?
નહીં કરી શકું સુખી ફરી શું હું હવે ? રે૦

સાધુઓ— ૩૭

તુંહીં શીવ તુંહીં શીવ પ્યારે.
દાસ તિંહારે શરણુ પનારે તુજ પદસેવ હમારે. તુંહીં.
તું વિશ્વંભર તાત દયાલુ અઓર માયાલુ ભારે
તુજ સરદારી હમકો પ્યારી દુઃખ હરનારી તારે
ફુલ ફુલવારી સારે. તુંહીં૦
હરદમ યાદી કરતે તેરી હમ મન સુમરન ધરતે તેરી
નિસદિન ભક્તિ ભરતે તેરી દિલસે માલ સમરતે તેરી. તું૦

ગુરૂ— ૩૮

મોહ જાલકી જુઠી માયા મિટ્ટિ કાયા નજર કર દેખ,
આપ હી આપ તું મત જા પ્યારે ગાર સિહેમેં ઉતરકર દેખ.
જગ દરીયામેં મત ખા ગોથે ખુશી જો અપની તરકર દેખ,
દર નાનકા પ્યાલા ઉસકો રખ તુંબા તું કમરપર દેખ,

નીતી ન્યાયપર ચલાજા પ્યારે અનીતી દિલમેં ભરકર દેખ,
સ્વર્ગ નર્ક સબ આગે તેરે ખુશી જો અપની મરકર દેખ.
શંકરકે પરતાપસેં પ્યારે મિલે ભેદ જો ડરકર દેખ.
સચ્ચા વો મહારાજ સદાશીવ સુમરન દિલમેં ધરકર દેખ.

કનક— ૩૯

આવ્યોછું મહારાજ શરણે આપને હું આજ રાખો લાજ.
લાવ્યો ખુની વનમાંજ તરકબાજ સજી સાજ રાજતાજ લેઇ આજ
ધરી દાઝ મૃત્યુકાજ અમો બ્હેન ભાઇનાજ.
પ્રાણદાન દીધું ઇશ. પડયો એકલો હું શીરતાજ. આવ્યો૦

સાધુઓ— ૪૦

સુલભ સબરે ચલ જાઓ અબ સુંદર પ્યારે.
તુજ હો મારગ સુખદાઇ એ આશીષ હમને સુનાઇ
સુખદ હો અબરે. ચલ૦
ગુરૂ સુમરન મેં ધ્યાન ધર સુફલ હો તેરા કામ.
નીતી ન્યાયપર રહેનેસેં પાવે સુખ આરામ. સુલ૦
કભુ આન પડીજ તબાઇ કે બિપત કછુ બન આઇ
ધીરજ ધર તબરે. ચલ૦
ભજન બખત નહીં ચુકનાં રહેનાં ખુબ હોશીયાર
સચ્ચા માલીક સંભુ સદાસીવ રખ ઉસપેં આધાર. સુલ૦

કમળા— ૪૧

હવે છેક બની લાચાર.
આ ભવમાં મુજપર વીત્યાં દુઃખ અપાર. હાય-હાય-હાય. હવે૦
પ્રાણપતી સ્વર્ગે ગયા, હું પડી પાપીને હાથ.
પડી દરીયામાં ત્યાંથીએ બચાવી ત્રિભુવનનાથ.
કરી ફંદ ચાંચીએ કીધો નીચ વિચાર. હાય-હાય-હાય. હવે૦
લાજ રાખી ત્યાં પણ પ્રભૂ તેં તોડી કપટી જાળ,
વનમાં રખડું એકલી ખોઇ બન્ને બાળ.
એ બાળ વિના મુજ જશે પ્રાણ નિરધાર. હાય-હાય-હાય. હવે૦

તારા— ૪૨

પડી ફસાઇ હાય રે હું પાપીને હાથે.
નહીં ફરીથી મળાય મા ને ભાઇની સાથે.

ખાવું પીવું ખેલવું આનંદેથી રોજ
બળતું અંતર દાબીને કરવી પરાણે મોજરે. હું૦
દાસ દાસી છે ઘણાં મળે મો માગ્યું સુખ
ઓછું પણ જરિ થાય નહીં આ અંતરકેરૂં દુઃખરે. હું૦

તારા— ૪૩

માજી બહુ દુઃખદ એ મને, હું પડી વને.
કહું શું તમકને? ક્યારે મળું હું સર્વને? માજી૦
માત ભ્રાત સર્વથી હું છુટી પડી હાય-હાય-હાય.
ધીરજ મન લગાર ન, વિચાર કરૂં અપાર, વિણુ સુમાર દુઃખનો ભાર
પડે અરે મુજ ઊપર. પ્યાર કરી કોણ સાર લહેજ આવાર?
હું છું નિરાધાર.
મન છુટવાનું માજી થાય, બહુ બહુ અકળાય. ન જડે કાંઇ ઉપાયરે
જીવ પછી ગભરાય, મરૂં મરૂં મન થાય, પણ જીવ નવ જાય.
ન્યારો મારો પ્યારો ભાઇ, માને ન મળાય. માજી૦

કચ્છી— ૪૪

એ બાવો મેધાનસા ગુંધીયારીવાગે જોને ચોખો ચટ થીવીયો.
ચોખો ચટ થી વીયો લાલી વારે લટકે મોઇ રીયો. બાવો૦
સવાસોજો ટોડો બાવેજો સે ભી ખવાજી રીયો. બાવો૦
છડું ન હીનકે વીંજે જીવ પાંઝો એડો મનમેં થીઓ. બાવો૦

મારવાડી— ૪૫

મું તો મારવાડરો બણીયો રે મુંબઈ શેરસું આયો.
મારવાડસેં નીકલ્યો જબ તો પાઉમેં નહીં થો જુતો.
ધાસલેટરી ફેરી ફરરે પીંજરાપોલમેં સૂતો. મું૦
બ્યાજબટારો ધંધો કરરે પૈસા પોંચ કમાયો
આધી આધી જમે કરીને લાડીજીરે લાયો. મું૦

ભૈયો— ૪૬

હમ બરે સીપાઇકે લરકે.
મચ્છી મારૂં પંખ ઉખારૂં તોરૂં કચ્ચા સુત,
સો ગુસ્સેસેં પપ્પર તોરૂં, મયેં ભી સીપાઇ રજપુત. ભલા હમ૦
બડી દેરસેં સોકર ઊઠે રસોઇ ફેર બનાય,
ગંગાકો સંગ લે ખુશીસે ભોજન અચ્છા પાય. ભલા હમ૦

આશા— ૪૭

મદખપે યાર પસાદે દીસે બલ બશર ચે રેંદા.
ઇલાહી જમાપેં બલ જાણીં જમા દિલબર ચે રેંદા.
રહે ગુજરાત કપે ગુજરાત કાસ્મીર ઊતરા જવાબ
ખાણે ખુરબંદ વો બુંદેલ સાથ ચમલા પખનાર ચે તવા
વતનચે ખુબ્બ દે વતન યાર તસંવર તેરા. ૪૦

ભરવાડ— ૪૮

ઝાંપે તારી ઝુંપડી ધાયેલ ઝાંપે તારો ઝુંપડી લ્યા.
આવતાં જાતાંનો નેડો લાગ્યો રે ભરવાડીયા.
તારી મારી દોસ્તી ધાયેલ તારી મારી દોસ્તી લ્યા.
દોસ્તીના દાવે હાલ્યો આવજે રે ભરવાડીયા.
ફળીયામાં સે લીમડો ધાયેલ ફળીયામાં સે લીમડો લ્યા.
લીમડે સડાને મેણાં મારમાં રે ભરવાડીયા.

પ્રધાન (વિજયનો)— ૪૯

દુઃખી છે રાયવિના બહુ વસ્તી સત્તાવિણ રહેવાય નહીં રે. દુઃખી૦
ખાલી પડેલી જોઇ ગાદી, રાય થવાનું ચિત્ત ચહીરે,
સગા રાયના કરતા ખટપટ. હક ન છતાં પણ લોભ ગ્રહીરે. દુઃખી૦
રાય વિનાની સુની ગાદી ભય ઉપજાવે મિત્રમહીંરે,
શત્ર મન આનંદ ન માયે, સત્તા સઘળી જાય વહીરે. દુઃખી૦

કનક— ૫૦

કહું શું બધી હાલત આજ ખરી
મુજની અતિશે દુઃખથીજ ભરી. ક૦
મુજ માત ભુમી પ્રિય તાત હરી
વળી નિર્મળ માણુસ જાત ઠરી. ક૦
વસું દેશ વિદેશ વિષે હું ફરી
નથી અંતર કોઇની બ્હીક જરી. ક૦

વારાંગનાઓ— ૫૧

પ્રભૂ તારી ગતી ન કળાય જરી દયા પૂર્ણ ભરી પ્રભૂ તારી.
ભૂપતી કનકની રક્ષા કરી તેં આપ્યું સુખ અમી દૃષ્ટી કરી. પ્ર૦
રાય વિજયસિંહને પણ પ્રભુજી મેળવજે સુખી રાખી ફરી. પ્ર૦
આજ દિવસ છે અતિ આનંદી વદે પ્રજા આનંદે ભરી. પ્ર૦

## અંક ૩ જો.

લુટારાઓ— ૫૨

આવો તમે લેવા આરામ યાર. આપણે લુટારામાં હુશીયાર.
અમરબદીને મારીને માર મારીને માર પાડીએ આપણી મુરાદ પાર,
સામો થાયે જેહ ગમાર ઝાઝો થાયે એહ ખુવાર
આપણી સત્તાને જન જેહ નહીં જાણે
પછીથી તે પસ્તાઇ અપાર આવે શરણુ બની લાચાર,
ગમગીન બહુ દીન પદમહીં લીન થાય તોય
નહીં તે સુખી થાનાર.

વિજયસિંહ— ૫૩

અંતર નહીં સમજ પડે
નથીજ મારગ જારી આડચ ભારી નથી બારી.
નિરખી નિરખી હઠી જાણ ફાવે નહીં કારી. અંત૦
હું છતાં આ ખુન થશે શું આ સ્થળ મંદિર અંદર ?
ન અનાથ પ્રાણુબાણ થતાં અટકાવીશ ફાવિશ ?
ભેદમહીં નથી પહોંચતી મતી મારી. અંતર૦

તારા— ૫૪

થા મારે ક્રૂર અતી.
ક્રૂર મતી મન નહીં ધર તું, દયા જરી કર તું. થા૦
છોડ છોડ મુજને આ વેળા વંદું તારે ચરણે હું.
ફળ નથી તુજને, હણુ નહીં મુજને રે! આમ તું કર ના,
બ્હીક કુવામાં પડતાં લાગે.
અંધારે ઉતરવું વિના મ્હોતે મરવું. થા૦

વિજયસિંહ— ૫૫

નહીં નહીં પહોંચી શકાય.
નહીં પાપીથી અનાથ છોડવી શકાય.
હાય હાયરે ગજબ ! થાય થાયરે ગજબ ! નહીં.
ધડક ધડક મુજ હ્રદયજ ધડકે. થરર થરર જીવ કંપે છે. [illegible]

તારા— પ૬

અંતે મ્હોત આ રીતે થશે શું ? હાય !
આશા ભરપુર જીવ જશે શું ? હાય !
જન્મી ફોકટ પૃથ્વી વિષે શું ? હાય !
મળ્યાં મુજને નહીં મા ને ભાઇ,
પડી આ પાપીને હાથે ફસાઇ,
મારે ક્રૂર થઇ આ કસાઇ. હાય માતા ! હાય પીતા !
મરે તમારી પ્યારી પુત્રી. હાય! ગજબ! થાય ગજબ! હાય!

પ૭

તારા—લે પાપી હવે જીવ મારો રાજી થઇ.
છું હું તૈયાર વાર હવે તું કર નહીં.
લુટારો—સાબાશ છે તને હવે તું સમજી ગઇ.
માતાજી થાશે રાજી ભોગ તારો લઇ.
તારા—જુઠું સાવ.
લુટારો—ચુપ ચુપ.
તારા—ધ્યાને લાવ.
લુટારો—ચુપ ચુપ.
તારા—થાનારો છે નઠારો બનાવ.
લુટારો—ચુપ ચુપ ચુપ.
આપું ભોગ.
વિજયસિંહ—શીત શીત.
લુટારો—લેવા જોગ.
વિજય—શીત શીત.
લુટારો—લેજો માજી છે નહીં અયોગ્ય.
વિજય—શીત શીત શીત.

લુટારો— પ૮

તમે મંદિર અંદર છો રહેનારાં, તમે સુંદર દારૂનાં પીનારાં,
તમે સુંદર ભોગોનાં લેનારાં, માતાજીરે.
માતાજી ભોગ લ્યો. માતાજી ભોગ લ્યો. માતાજી.

તારા— ૫૯

કહું શું હું મુજ વૃત્તાંત પિતા સમ પ્યારા ?
નથી રહી સીમા કંઈ પિતા દુઃખની મારા.
મુજ પિતા હતા ભૂપાળ શુરવીર સારા
મુજ કાકાએ કરી કપટ તેમને માર્યા.
મુજ માતાને કરી કેદ કરે દુઃખધારા.
ખુન કરવા માટે કર્યાં અમોને ન્યારાં.
અમો બ્હેન ભાઇને મુનીએ વને ઉગાર્યાં.
લાવ્યા ઉપાડી મને અહીં લુટારા.
છે ઉદયસીંહ મહારાજ પિતાજી મારા.
મુજ ભાઇ કનકથી છુટી પડી હું તારા.

વિજયસિંહ— ૬૦

પ્રાણથી અધીક પ્યારી પુત્રી રે હો તારા વ્હાલી હો ભલા.
અરે હાંહાં પુત્રી મારી છો તું શાણી રે. પ્રાણ૦
જાણું છું હું રાહ બધી મંદિરકેરી હો જે છાની,
છે કળ સકળ જડી. હો ભલા૦
લુટારા ચોકીતણા કીધા છે મેં ઠાર
માટે નિર્ભય બ્હેન થા જઇએ અહીંથી બહાર. પ્રા૦

કમળા— ૬૧

હશો ક્યાં એ બાળ મારાં પ્રાણથી અધીક પ્યારાં !
હાલ શા હશે તમારા જાણું હવે ક્યાં જઈ ?
હશે પાપીએ શું માર્યાં ? હશે અથવા ઉગાર્યાં ?
ના ના ઝેરથી ઉતાર્યાં, શોધું હવે ક્યાં જઇ ? હશો૦
રૂવે રૂવાં ઉભાં થાયે કંપારી છુટે છે કાયે,
હાય છાતી ફાટી જાયે ઠરું હવે કયાં જઇ? હશો ?

માધવ— ૬૨

મુજ માવડી ગઇ મને છોડીને આ સંસાર,
તે દીનથી દશા મારી થઈ બહુ દુઃખકાર
ઓરમાન માનો હાય મુજપર છે ન કાંઈ પ્યાર
માડી મરી જતાં મને લાગે છે દુઃખ અપાર.
મરજો ન માતા હાય ! કોઇ બાળની નિરધાર
માતાના મરતાં બાળ થઇ જાયે નીરાધાર.

કમળા— ૬૩

થવાની છે આ શી મુજતણી દશા એ હરી હરી ?
અરેરે! હત્યારી વગર અપરાધે હું જ ઠરી.
રહ્યું છે શું બાકી દુઃખ હજી પડે છે ફરી ફરી ?
નહીં મારી નાખી, હરી શીદ ફજેતી મુજ કરી !

કમળા— ૬૪

બની છું બહુ દુઃખીયારી, છે હાલત ખરાબ મારી.
ઉદય મહારાજને માર્યા કપટ કરી ભાઇએ તેના
કર્યાં સંતાન ને રાણી કપટીએ કેદ પણ એનાં
જુલમ રાણી ઉપર કરતાં વિચાર્યું કાંઇ વળશે ના
બતાવા બ્હીક કીધાં ખુન પુત્રી પુત્ર બન્નેનાં.
દરીયામાં જઇ પડી નારી. છે૦
બચાવી ચાંચીએ ત્યાંથી કરી દૃષ્ટી બુરી પાપી,
છુટી વળી રામસીંહજીએ ઉગારી વાઘને કાપી.
ઠરાવી આંહી પણ નિર્દોષ સહુએ ન્યાયને માપી.
જઇશ સ્વર્ગે કનક—તારા વિના મુજ પ્રાણ હું આપી.
નથી જીંદગાની આ પ્યારી. છે૦

કનક— ૬૫

ઠાર ઠાર મારૂં ઠાર એ પાપીને તો નીરધાર.
લઊં છું હું સોગન આ વાર મ્યાન થશે ત્યારે તલવાર.
ઓ બહાદુર સરદાર ! થાઓ હવે તૈયાર.
મારી માર કરો પાર દુશ્મનને સઘળા.

તારા— ૬૬

મળું હું માડીને કયારે બહુ પ્રેમેથી ભરી ?
બહુ આતુરતા છે અંતરે મારે ભરી.
નિહાળું માતનું કયારે મુખ હું આંખે ભરી ?
દબાવે છાતી સાથે માડી પાણી આંખે ભરી.
શુણીને વાત વીતેલી બધી દુઃખેથી ભરી,
દબાવી શાંત કરે ચુંબને રહેમેથી ભરી.

વિજયસીંહ— ૬૭

જો આગ્રે પુરવિષે હમણાંજ આવ્યાં
ત્યાં ઇશ્વરે વચન હર્ષતણાં સુણાવ્યાં
લાગેછ તેથી કંઈ અંતરમાંહિ મારા
આ રાજ્ય આજ જીતશે તુજ ભાઇ તારા.

કનક તથા લશ્કર— ૬૮

સહુ શુરવીર નર થઈને તત્પર લઇ લડવાનો સામાન.
ચાલો બહાદુર મલકાવો નુર મારી દુશ્મન નાદાન.
લો પ્રાણ મચળા શત્રના પુરી થાય ત્વર ઇચ્છા.
સમશેર ખંજર પિંજરમાં શુર નીડર બાકી લો જાન. સહુ

કનક— ૬૯

થયો આપનો બહુ આભારી કાકા હું થયો૦
કીધા અનપર ઉપકારો ભારીરે. થયો૦
બ્હેનને બચાવી સૌથી, સહાય અમારી કીધી
જીતનારી સેના છે તમારીરે. થયો૦
માતાજી હું પાગે વંદુ બ્હેનીને ગલી આનંદુ
થઈ છે પ્રભુની કૃપા સારીરે. થયો૦

તારા— ૭૦

પ્યારા ભાઇ વધાવુ રે.
સુંદર છુટા ફુલડાં વેરી હરખે આપી માન. પ્યારા૦
પ્રભૂ દયાદાન આપ્યું કાપ્યું પાપીનું ગુમાન.
આનંદાવું રે—આનંદાવુંરે. સું૦

૭૧

વિજય—પાપ ન જીને કર બહુ પ્રિતે બહુ બહુ રીતે ધરધર ધ્યાન.
કનક—કપટ તજીને સત્ય સજીને કંઇ સમજીને કર કર ધ્યાન.
તારા—કર નહીં જારી થઈ અવિચારી થાય ખુવારી ડર ડર ધ્યાન
કમળા—જોઇ નજરે અવગુણ તજરે સાર સમજરે ભર ભર ધ્યાન
તારા—થયો વિજય ખરો ગુણીતણો પુરો.
કમળા—સદ્ગુણ સહુ ધરો નહીં કદી ડરો.
કનક—દુઃખો પ્રભૂ હરો સહાયતા કરો.
બધા—આ કનકસેનનો વિજય તું ધર ધર ધ્યાન.